# બાબરદેવાની બાહોશી

યાને

# ઘાડગે સાહેબની બહાદુરી



દોહરો.

બાબર તારી બહાદુરી દુનીઆં બધી સૌ જાણસે
હંફાવીઆ પોલીસ બહુ પણ યશ ઘાડગે લઇ જશે

( રાગ સદા તારો ખુબ છે દહાડોરે )

બાબર તારો ખુબ છે દહાડોરે ધોળી ધોળી ટોપીવાળોરે
વીરશદમાં રહીને તેં તો કીધાં રાવણીઆનાં કામ
૧ ત્યાર પછી તેં તો ચોરીઓ કરવા ભીડાતી મોટી હામ-બા
વીરસદથી તું તો પ્રેમ ધરી વળી આવ્યો બોરસદની માંય
૨ અજાણથી કંઇ ભાણુ અભડાવ્યું લડાઇ જામી ત્યાંય-બા
તેના કારણે પોલીસે તારો કાકો પકડયો તે વાર
૩ તેવું જાણી તું નાસી છુટયો કેતાં ન આવે પાર-બા
ત્યાર પછી તેં , બહારવટીઆં કેરાં કરવાં માંડયાંતાં કામ
૪ પૈસા કઢાવા કારણે વળી લુંટયા અનેક જે ગામ-બા

વળી જે તારી બાતમી આપે તેને તું કરતો ઠાર
૫ પકડવાને પુંઠ લીએ તો પોંચાડે ભવની પાર—બા
કાકા બઇરી બેન માતાએ તારી ચાડી ખાધી કોકવાર
૬ તેવું દીલમાં ધારી વળી તેં સર્વેને કરીઆં ઠાર—બા
બ્રાહ્મણ સ્ત્રીને બાળક ઉપર દયા તારી તો દેખાય
૭ લુંટ કરવા જતાં પહેલાંતો તું દેવીના મંદીર જાય—બા
આવી રીતે બહુ કેર કરી વીસ વગાડી હીંદમાં હાંક
૮ પણ ધાડગે સાહેબ થકી ખાધો તે જેલમાં માર—બા
જલાલપુરની મહીં ગયો તુંતો લુટ કરવાને કાજ
૯ પણ ધાડગે સાહેબ થકી તુંતો ફસાયો આજ—બા
માતા તારીને મળવા કર્યાં તેંતો બહારવટીઆના કામ
૧૦ હીંદ મહી મોટી હાંક વગાડી લજાવ્યાં જનેતાના નામ-બા
તુજને જોવા રાવપુરા ગેટે મેળો ભરેલો દેખાય
૧૧ દેશ વિદેશના લોકો તુજને પ્રેમથી જોવા ધાય—બાબર
વળી તારી ટોળીમાં જેને ડાબલો આગેવાન દેખાય
૧૨ તે પણ તારી સાથે હવે જોને જેલમાં જણાય—બાબર
તેથી મંનુ કહે વીરલા મારા કરશો ના આવું કામ
૧૩ રવડી રખડી મોત થાયે રહેવા મળે નહીં ઠામ—બાબર



# બાબરની બાહોશી
## યાને
# ઘાડગે સાહેબનું પરાક્રમ.



## [ ખ્યાલ ] ભાગ-૧.

કહું છું કથા બાબરતણી તે લક્ષમાં વરશો સહુ
જે બહારવટીઆ છે ભયંકર ડાભલો બાબર કહુ

તે કેમ પકડાયો અરે બાબર હકીકત હું કહું
મળી બાતમી ઓચીંતી મીસ્તર ઘાડગેને તે સહુ
એક ગૃહસ્થ છોટાલાલ ગામ જલાલપુર માંહી રહે
તે ગૃહસ્થને બાબર રૂપીઆ હજાર મોકલવા કહે
ધમકી દીધી બહુ બાબરે તે લક્ષમાં લીધી નહી
બાબર કહે બસ આજરાત્રે ધાડ પાડીશું જઇ
તે ગામમાં છોટાલાલ બાબરની બીકે બીજે ગયા
કુટુંબ લઇ સઉ સાથ બીજાને ગૃહે જઇને રહ્યા
સાહેબ ગયા'તા આજવ. મલી વાત ટેલીફોનથી
મોટર મહીં આવ્યા વડોદરે ઘાડગે તે ગામથી

વળી ટ્રેનનો ટાઇમ થવાથી વિશ્વામીત્રી જઇને ચડયા
પંદર પોલીસની પાર્ટી લઇ સાહેબ પણ સાથે ચડયા
તે પાર્ટીમાં મકરાણી ગુર્ખા ને હતા રજપુત બહુ
જુઓ ફોજદાર બારકટે મુનશી અંબાલાલ સહુ
રેલ્વે નાયબ નલવડે ફોજદાર ટ્રેન માંહી વળી
તે ટ્રેનમાં હોવાથી નલવડે સાથ જોડાયા મલી
પછી ભોજ સ્ટેશન ઉતરી પાર્ટી જલાલપુરમાં ગઇ
ચુપકીથી છોટાલાલને પાર્ટી જઇ હોંસે મળી
ઘરમાં રહી અમને મદદ કરવા ઘણું સમજાવીયું
પણ ગૃહસ્થ છોટાલાલ સમજાવ્યા છતાં ન માનીયું
તે ધાટવાળા ઘેર જઇને ગોઠવણ સઉએ કરી
સીપાઇ છોટાલાલ જેવો ડરેસે બેસાર્યો કરી
વળી ઘર માંહી ખુણે ખુણે સઉ પોલીસો બેસાડીયા
બાબર ન જુવે કો જનોને તેમ સઉ છુપાઇ ગયા
નાણાં કઢાવવાનેજ ઘરમાં એકલો બાબર જતો
બંદુક લઇ તે સાથ માણસ બહાર ઉભા રાખતો
તેવી ખબર તેની સહુ મી. ઘાડગે જાણી ખરી
કરી ગોઠવણ પુરી સહુ બાકી ન રાખી કંઇ જરી
પોલીસના પહેરા ભરેલી બંદુકે છુપા ફરે
બાબર ભયંકર ધાડ પાડુ ખુનીથી સઉ ડરે
સાહેબ છોટાલાલ નકલીને કહે સંભાળજે

સઉ સાંચવીને કામ લેવાનું રહદયે વીચારજે
જો વહેમ બાબરને પડે નહી તેમ કહે મી. ધાડગે
સીપાંઇ છોટાલાલ જેવો ડરેસ પહેર્યો તે જણે
કરી બંધ ઘરમાંહી સુતા બાબરની રાહ જુએ સહુ
ત્યાં સીમમાં આવ્યાની તેની બાતમી આવી કહું
કે આદમી બાબરતણું ખાવાનું લેવાને ગયો
સીમમાં મંગાવેલ રોટલા પેંડા ખાઈ તાજો થયો
તે ખાઇ બાબર ગામમાં આવ્યો શુમારે રાતના
અગીઆર ત્યાં વાગ્યા હતા માણુસ લઇ સઉ સાથમાં
જંગલનો સીંહને રાતના રાજાની માફક તે દીસે
ટુકડીને બાબર નીડરતાથી આવીયા પુરને વીષે
સઉ માણુસોને બહાર રસ્તા પર ઉભા રાખી ખરે
બાબર જઇને રોફથી કહે ઘર ઉઘાડોને અરે
વળી સાંકળો ખખડાવી કહે બારણું ખોલો સહી
ધીમેથી કહે નકલી ઉઘાડુ છું કહી ખોલ્યું તહીં
બાબર ભરેલી બંદુકે અંદર જતાં સામી ધરી
પોલીસ સહુ કુદી પડયા બાબર ઉપર કહું છું વળી
મી. ધાડગે સાહેબને પોલીસ સહુ ભેગા મળી
પકડયો ગળેથી ને પછી બાબરને સૌ મજબુત કરી
મજબુત બાબરને કદાવર છે જનુની તે સહી
સપડાયો છે સૌ [illegible] અચાનક ખુબ થયો સામો તહીં

બાબરને પોલીસ સાથે બાથંબાથ ચાલી બહુ હતી
એવામાં ઉપરથી બીજા આવી ચડયા સઉકો અતી
બાબર હતો ત્યાં એકલો પણ દશ મીનીટ સઉથી લઢયો
પગ હાથને કાંઇ લાતનો ઉપયોગ બહુ છુટથી કર્યો
ઘરમાંહી બાબર પેસતાં પકડાવાથી તેણે કહ્યું
નાસો દગો છે તેવી બુમ સઉ સાંભળી નાસી ગયું
પોલીસ પાછળ તો પડી પણ નવ મહયો એકે જણો
પાછા ફરીને બહાર કરતાં બહારવટીયાના જનો
પાછળ પડેલા નલવડેને ગોળી વાગ્યાથી પડયા
રેહવે તણાં ફોજદાર નાયબ નલવડે માર્યા ગયા
પોલીસ કમીશનર ઘાડગે સાહેબને સઉકો ગયું
મી. નલવડેના મૃત્યુમાં જન સહુ તહીં દીલગીર થયું
હીંમત ધરીને નકલ છોટાલાલની જેવું કરી
તે પાટીદાર સીપાઇની પણ છે ઘણી હીંમત વળી
રજપુતને મકરાણી ગુરખા સઉ હતા તેમાં વળી
બહારવટીઆને પકડવા બહુજ બહાદુરી કરી.

---

## તોટક છંદ. ભાગ ૨.

કહી અંત તો શાન્ત થયો ઘણો ખેડા જીલ્લામાં ગભરાટ
બાબરીઓ હાબલો બહારવટીઆ પાકયા એ પણ મોટો ઉચાટ
નામીચા બાબરા લુટારૂ એનો પણ આવ્યો આરો

બાબર દેવા ગોરખે ગામનો દાભલો મદદગાર
જોઈતા માણુસો સાથી રાખીને ટુકડી કરી તઈયાર
ચરોતરમાં રાડ પડાઈ કોઈથી તે તો ના પકડાય
બાબરીએ બહારવટું લીધું જ્યારે પહેલે મારી બકરી ને બાય
સગાં સહોદર સર્વે મુકયાં ભલભલાને આપતો થાક
સત્તા આગળ શું કંઈ થાશે ચોરી જારી જરૂર પકડાય
સત્તા આગળ શાણુપત શા કામની પહેલા થયાં કાંઈ
ડાકુ બહાદુર
સરકારે સર્વેને સપડાવ્યા સીધા કાઢવા લાગ્યા જડથી મુળ
ભરપુર શુર નુર ગુમાવી બેઠા આવીને સઉ જેલમાં બેઠા
બાબર દાભલે બહારવટુ લીધું સઉ રાજમાં પડી ખબર
પોલીસ અમલદારો ઘણા ફરતા'તા પકડવાને થઈ તત્પર
સીંહનો શીકાર ખાલીજ જાય વાઘ જોઈ બકરી ન્હાસી જાય
બહારવટીઆના દીવસ પુરા થયા હતા એક પછી એક પકડાય
આ રાજમાંથી ને પરરાજમાંથી નાસીને તે કયાં જાય
કહો ભાઈ કયાં રહે છુપાઈ બાબરીઓ તો ના પકડાય
બાબરીઆને પકડવા માટે સી. આઈ. ડી. કરી હુશીઆર
બાજીરાવ બહાદુર થયા રાખીને હીંમતને હથીઆર
ઘોડા ઉપર અસ્વાર થઈને બાબરીઆને પકડવા નીકળ્યા
બાબરીએ દાભલે મેળાપી પાસે માંગ્યા'તા રૂપીઆ હજાર
કાલે સાંજરે અમને રૂપીઆ એકાંએ લાવી મુકજે નીરધાર

શાણા શેઠને સમજણ પાડીને જરૂર મુકજો રૂપીઆ લાવી
ને તેવાર
છોટા શેઠને સલામ કરીને બહારવટીઆ નીકળ્યા બહાર
વાણીઆ ભાઈનું પોતીઉં ઢીલું ડાકુ પકડાવું તત્કાળ
ખાતમી આપવા જાઉં વડોદરે ભવિષ્યમાં જે થાય થનાર
ખાતમી આપવા વડોદરે આવી સમજાવ્યા સઉ અમલદાર
જોઈતું હતું તે વડદે કહ્યું વાણીઓ તો ગયો ગામ મોઝાર
પોતાને ઘેર જઇને સુતો નીરાંતે તે તો તે વાર
બીજે દીવસે બાબરીઆને પકડવા લશ્કર આવ્યું છે ત્યાંય
ખાતમી આપીને ઘેર આવી સુતો છ મણની તળાઈમાંય
કારીગરી કેવી ત્યાં સાહેબે બહાદુરી કીધી
વાણીઓ કહે છે સાંભળો સાહેબ ખાલી કરીએ અમે ઘર
આજે રાત્રે આવશે બાબરીઓ પકડજો પોલીસી ભર
વાણીઓ ઘર સોંપીને ગયો બીજા ઘરમાં જઇ રહયો
વાડગે સાહેબે યુકિત રચીને ચોગમ રાખ્યા હતા સિપાઇ
જેવો બાબરીઓ આવે તેવો પકડજો મારા ભાઈ
જીવતો તેને પકડવો એવો જબરો અમલ મચાવ્યો
એક પોલીસને વાણીઓ બનાવ્યોને બીજો બન્યો વાણીઅણ
ત્રીજાને તો હુલા ઉપર બેસાડયો હથીઆર સહીત ત્રણ
દિશામાં ત્રણ
એવો જબર જરૂર મામલો રચાયો દીવસનો પણ અંતજ
આવ્યોરે

રાત રણાસુર ચાલી રહી છે વાગ્યા બહારવટીઆના બાર
બાબરીઓ દાભલો બીજા બેચાર થઇને આવ્યા તઇવાર
વણીકના ઘર આગળ આવ્યા ઝીણી બુમે શેઠને બોલાવ્યા
તે વાર
વાણીઆનું ઘર વચમાં લઇને દોડાવ્યા ઘોડા તે વાર
તેમને ઓળંગીને ઘરમાં આવ્યા બહાર ઉભા હતા નાયક
ફોજદાર
શાબાશ છે બાબર દેવા કેટલી હીમતથી તું આવ્યો લેવા
સામો અવાજ પોલીસે આપ્યો આવો ખુલ્લાં છે કમાડ
બાબરીઓ દાભલો ઘરમાં આવીને શેઠને પાડે છે સાદ
દીવાને જલદી સળગાવો પછી તમે રૂપીઆ લાવો
અંધારે મન ધાર્યું થાય અવનીમાં અંધારે સહુકો અથડાય
વાઘ હાથી પણ અંધારે આવે બાંધી જગામાં ચોર પકડાય
દીવાએ તો દાટજ વાળ્યો નસીબ આડે કંઇ ના ફાવે
બાબરીઓ દાભલો ઘરમાં ઉભાતા જાણે પોતાનો વિશ્રામ
પોલીસ ચોતરફ છુપી રહી હતી પકડાશે રાખીને હામ
દગાના તો અવાજ નીકળીઆ પોલીસ તુર્ત ટુટી પડીઆ
ધાડગે સાહેબ તો ઘરમાં હતા વળી બહાર એક નાયક
ફોજદાર
બહાર ઉભેલા બહારવટીઆએ કર્યો બંદુકનો બહાર
ફોજદારને એક ગોળી વાગી બહારના બહારવટીઆ ગયા
ભાગી
નાયક ફોજદારને બંદુક વાગી પડ્યા પૃથ્વી મોઝાર

મરણને શરણ થઇ ગયા છે વરતાવ્યો હાહાકાર
યુક્તિથી બન્નેને પકડીઆ ધન્ય છે પોલીસ ધાડગે બળીઆ
વડોદરા જેલમાં લાવ્યા બાબરીઆને દાભલો જોડીદાર
બંનેના પગમાં બેડીઓ નાંખી આવી ગયો તેમનો કાળ
જેવું કરશે તેવું ભરશે, બાવળ વાવીને આમ્ર શું લેશે
દુર દેશથી લોકો જોવા આવે છે બહારવટીઆને ત્યાંય
ન્યાયની કોરટમાં ઉભા કીધા વરઘોડો વડોદરાની માય
ન્યાય કોર્ટ તપાસ કરીને બીજો દિવસ મુકરર કર્યો તે વાર
પ્રજાપર બહારવટીઆ જોવા દેવા માટે રાયે કર્યો તો ઉપકાર
ધન્ય છે નેકી ન્યાયી રાજને રઇયતને સુખ કરનાર
શાબાશ છે ધાડગે એંકા જગતમાં વાગે યશનાં ડંકા
બાબરીઆ દાભલા અનોપીઆને સાહેબે માગ્યા હજુર
ત્રણ આરોપીને લાવ્યા કોરટમાં પુછવાનું પુછ્યું જરૂર
એક પછી એકને બોલાવી કોરટે શિક્ષા ફરમાવી તે વાર
માજીસ્ટ્રેટ પોતાને ઘેર ગયાને ખુનીઓ ગયા જેલમાંય
સજાનો દીવસ મુકરર કર્યો તો આવશે તે દીવસે ત્યાંય
બહારવટીઆઓ મોજ કરે છે ખાઇપીને મસ્તીમાં રહે છે
બાબરીઆને ભાવે કલાકન ને દાભલાને તો મહેસુર
અનોપીઆને તો હલવો જોઇએ સરકાર આપશે જરૂર
થોડા દીવસ બાકી રહયા છે આવરદામાંથી ઓછા થયા
બાબરીઆ દાભલા અનોપીઆને ફાંસીનો બક્ષેલો દીન
જેલમાં ફાંસી દેવાની ફાંસીને કર્યો સ્વાધીન

નંબર પહેલે બાબરીઓ આવ્યો ફાંસી જોઇને ગભરાયો
તારીખ અઠાવીસ સાત ચોવીસ સને સોમવારનો છે પ્રાતઃકાળ
બહારવટીઆના સગાં સરવે આવેલાં ફાંસી વારંટ સાથે
અમલદાર

બાબરીઆને ફાંસી સંભળાવતા કંપવા માંડી છે કાય
બેન ભાઇ સાસુ મલવા આવેલાં જોયું તે કેમ જોવાય
શુરવીર નર તો કહેવાણો ને ફાંસી જોઇને ગભરાણો
બેનને રૂપીઆ બાર આપીને સઉને કહયા પ્રણામ
ભકત કબીરની જે બોલીને છેવટના ભાઇ રામરામ
ફાંસી ઉપર તુરત ચઢીયો બેસી જઇને રડી પડીઓ
બીજા કેદીઓએ ઉંચો કરીને ફાંસો બાંધ્યો તો ગળાંની માંય
ત્રણ મીનીટમાં જીવ ગયો બ્રહ્માંડમાં ઉતાર્યા ફાંસીથી ત્યાંય
ખુનનો બદલો ફાંસીજ મળશે લખ્યા લેખ કદી નહી ટળશે
લુચ્ચાઇ ઠગાઇ જે કાંઇ કરશે તેને તેવી શીક્ષા આવી મળશે
બીજે દીવસ આવ્યો દાભલાનોને મહુરતનો છે મંગળવાર
તારીખ ઓગણત્રીશ સાત ચોવીસ સને આવ્યા સહુ અમલદાર
પ્રાંતઃકાળે દાભલો બોલાવ્યો ફાંસીનો વારંટ સુનાવ્યો
ફાંસીનું લાકડું દાભલો જોઇને મનમાં ઘણો મલકાયોરે
સગાં સહોદર મળવા આવેલા જોઇને ખુશ અતી થાય
અહો મારૂં ધન્ય ભાગ્ય કયાંથી મળે ફાંસીનો લાગ
બાઇરી છોકરો બાળેજ મલવા આવેલાં મળ્યો રાખીને રૂઆબ
નામરદાઇ મેં દાખવી નથી ફાંસીએ ચડે થાય સાબાસ
કબીર મહારાજની જય બોલીને તો ફાંસી ઉપર તો ચઢીઓ

ફાંસીના ઉપર ચડીને ભાઇઓ સરવેને કહયા રાંમરામ
ફાંસીનું પાટીઉં ટાઇમે ખસેડયું ને જીવ ગયો છે ગઇ આ
હામ

અડી મીનીટમાં જીવ તો જાયે ફાંસીએથી તુરતજ ઉતરાય
લાસ હતી તેના સગાંને સોંપીને ગયા સહુ સહુને ઠામ
દીવસ હતો તો મેળજ બેઠો દુનીયાંમાં રહેવાનું નામ
બુધવારનો પ્રાતઃકાળ થયો અનોપીઆને કર્યો તઇયાર
તારીખ ત્રીશ સાત ચોવીસ સને બહારવટીઆનો બુધવાર
સગાં તેના સઉ મળવા આવેલાં વારંટ સાથે અમલદાર
અનોપીઆને તુરત બોલાવ્યો અનોપીઓ થયો તઇયાર
ફાંસીનું વારંટ વાંચી સંભળાવતાં અનોપીઓ બોલ્યો છે
એજ

ફાંસીએ ચઢવા તઇયાર થયો છું ખુનનો બદલો ફાંસી છેજ
સર્વે તેના સગાંને મલી ફાંસી ઉપર તો: ચડીયો
ફાંસીને માચડે અનોપીઓ ચડીયો ને સઉને કહ્યા છે પ્રણામ
રણછોડરાયની જે બોલાવીને છેવટના રામરામ
ગળામાં ફાંસો નાંખ્યો મુખેથી કાંઇ ના બોલાય
ટાઇમસર ફાંસીનું પાટીઉં ખેંચ્યુ ને જીંદગી ત્યાં પુરી થાય
ત્રણ મીનીટ ત્યાં તરફડવા લાગ્યા ઉતાર્યાં ફાંસીથી જયાંય
ડોકટરે તપાસ કરીને લાશ સગાંને: આપી તે વાર
કહે છે મનુ સુણો આ ઉપરની બીના તમો
બાબરવાળી જીવન કથા હજુ બહાર પાડીશું અમો
(આ કડીકમ સયાજી વીજયમાંથી લીધો છે.)

# કળીયુગના મીત્ર.

મધ્ય પ્રાંતમાં મોટું ગામ વશે વિપ્ર ત્યાં રંગ ધામ
પ્રાણશંકરના એ પુત જાણું જોઇલો જમનો દુત
નામ છોટાલાલ મહારાજ બડો લાઠ ને રંડીબાજ
બાપ ભીખીને ભરતો પેટ મા મોટીડા કરે અનેક
એના દીકરાની આ વાત શમણામાં જોઇ સાક્ષાત
મરી ગયા જવ માને બાપ વિચારે કરવું શું આપ
હતી રૂપાળી ઘરમાં રાંડ જાણે વકરેલો એ સાંઢ
જટાશંકરે ઝોળી કરી જઇ પથારી નદીએ કરી
ઘેર રૂપાળી રહી શું કરે મન ફાવે ત્યાં જઇને ચરે
ઘણી પરાણે રૂપીઆ ઘડે રૂપાળી તો કાંઇએ ચડે
જજમાનો કંઇ આવે જાય ગોરાણીને જોઇ ખુશી થાય
ગોરાણીને હરખ ન માય એસો કહેતા * * *
છોટાલાલે કર્યો વિચાર શું કરવા જઉં નદીએ પાર
ટંકશાળ ઘરમાંહી પડે કોણ નકામા રખડી મરે
એમ થયા એ મોટા શેઠ થયું ગોળી જેવડું પેટ
કર્યા એકઠા રૂપીઆ ખુબ એક રહી બાળકની ભુખ
ગળા સુધી બાધા બહુ કર્યું પણ એકે ન કારજ સર્યું
રહયાં વાંઝીયાં આ નરનાર કહે પ્રભુને હે કીરતાર
આપ અમને દીકરા એક તેં રાખ્યા છે કંઇના ટેક
શુકરવાર જયારે ન[illegible] [illegible]ડ્યો ત્યારે મારગ મોટો જડયો

દતક દીકરો લીધો એક એક વરસમાં પહોંચ્યો ઠેઠ
હતાં તેવાં થઇને રહ્યાં દુઃખ કેમ એ જામે કહ્યા
કરમ રાંડને અંતે નડયાં રગત પીત્તને કીડા પડયા
ખુબ રીબીને મરવા પડી કહે રાંડ ત્યાં પોકે રડી
અવળે રસ્તે જે સ્ત્રી જશે દશા તેમની આવી જશે
આવી રીતે અંતે મરી છોટાલાલે કારજ કરી
કર્યો જઇ મુંબઇમાં વાસ કાઢયાં કંઇના સત્યનાશ
મીત્ર મળ્યો ત્યાં તેનો એક હશે પાક એ પુરોનેક
મેના તેની સ્ત્રીનું નામ જોતાં જેને ઉપજે કામ
છોટાલાલે યુકિત કીધી મેનાને પડખામાં લીધી
સારા મીત્રને રહીને ઘેર એક દીવસ ત્યાં આપ્યું ઝેર
મેનાને લઇને રસ્તે પડયો કાઠીઆડને રસ્તે ચઢયો
વરસ વીત્યાં ત્યાં પુરાં બે મેનાને લઇ આવ્યો ઘેર
પુરો લાઠ એ પાપીજ થયો ને મેનાને લઇ ઘરમાં રહ્યો
ધોળાં કપડાં પહેરી ફરે ને લોકના મન રંજન કરે
ઉડાવવા ત્યાં લાગ્યો ચેન કોઇ પુછે તો કહે છે બેન
વાત લોકોને જુઠી પડી પાપ તણી થઇ પુરી ઘડી
મેનાને ત્યાં દહાડા રહ્યા ને આઠ મહીના ઉપર થયા
છોટાલાલે સમજ્યો સાર ને પછી કર્યો નાશી જવા

વિચાર

અહીંથી કલમ અટકી જઇ છોટેની બીજા ભાગમાં
કહીશું સહી
વધુ હકીકત વાંચશો તમો આનંદ પામો સહી.

# ખુશ ખબર ✱ ખુશ ખબર

અમારા તરફથી બહાર પડેલા પુસ્તકો નીચેના સરનામેથી મળશે તેમની માલ ફેરીઆઓ ગામે ગામ ચોપડી વેચી શકે તેવા પગાર લાયકાત મુજબ જામીનગીરી તથા ડીપોઝીટ સાથે મલો—

## શ્રી અંબીકા વીજય બુક ડેપો

બાલા હનુમાન રીચીરોડ અમદાવાદ.

## જસમ તથા સિધરાજનો સંવાદ(પુરો)

હરેક બેનોને શિખામણ લેવા માટે ખાસ ઉપયોગી પુસ્તક છે. માટે કન્યાશાળામાં આ ચોપડીઓ બક્ષીસ તરીકે વહેચવાની જરૂર જણાવનાર ગૃહસ્થોને પડતર કીંમત ફક્ત રૂ. ૨)ની સો લેખે આપવામાં આવશે તેમજ વેપારી માટે રૂ. ૪)નંગ સોના રાખવામાં આવેલા છે. પત્ર વહેવાર નીચેને સરનામે કરવો.

શ્રી અંબીકા વીજય બુક ડેપો

બાલા હનુમાન રીચીરોડ —૧૭ અમદાવાદ.

# ઇન્ડીયન એડવર ટાઇઝીંગ ડીપાર્ટમેન્ટ.

---

૧ દરેક જાતનું છાપવાનું કામ સસ્તા ભાવથી ઓડરથી કરાવી આપવામાં આવે છે.

૨ હેન્ડબીલ વહેંચવાનું વોલ બોડ, ચોડવાનું કામ ત્થા કોઇ પણ જાતના માલનો લોટ ત્થા કોઇ પણ જાતની જાહેરાત ગાઇને અગર ભાષણથી અગર કોઇ પણ તરેહથી માણસો મારફતે કરાવી આપવામાં આવશે.

૩ દવાઓ ભરવાના તથા તેલ ભરવાના ફ્રોલડીંગ બોકસ સાદા તથા ઓડરથી બનાવી આપવામાં આવશે.

૪ સાબુ તેલ અત્તરો અને દવાઓ તથા હાથ ચાલાકીના મેજીક ખેલો શીખવવામાં આવશે.

૫ અમારે ત્યાંથી નીકળતી ચોપડીઓમાં ત્થા નીકળતા ગાજવીજ પત્રમાં દરેક જાતની જાહેર ખબર લેવામાં આવે છે મજ કોઇના ફોટુ આપવા હોય અગર અર્પ હોય તેમજ ભાવતાલ માટે પત્ર વહેવાર ૧ એક આનાની ટીકીટ બીડી કરવો.

મેનેજર:—ગાજવીજ

ઠે. રીચીરોડ—અમદાવાદ.

નીકળે છે! નીકળે છે!

—: ટુંક સમયમાં :—

# ગાજવીજ

ગાજવીજને ગગડાટ સાથે પાષાણ જેવા રહ હૃદયોને પીગળાવનારૂં જ્ઞાન સાથે ગમ્મત આપનારૂં અમદાવાદની તથા અન્ય દેશની શોખીન પ્રજાનું દીલ બહેલાવનારૂં ગુજરાતની અંદર નીકળતું પહેલવહેલું અઠવાડીક પત્ર.

લવાજમનો દર.

| વર્ષ | સ્થાનીક | બહારગામ | દેશાવર |
|---|---|---|---|
| ૧ | ૩-૦-૦ | ૩-૧૨-૦ | ૭-૦-૦ |
| ૦॥ | ૧-૮-૦ | ૨-૦-૦ | |
| ૦। | ૦-૧૪-૦ | ૧-૦-૦ | |

## ગ્રાહક થાવો જલ્દી ગ્રાહક થાવો

તા. ક:—જાહેર ખબર આપનારાઓ માટે એક સોનેરી તક બેહદ સસ્તા ભાવ જઈ [illegible] એજ-ન્સીઓ આપવાની છે.

લખો મેનેજર—ગ

ઘીકાંટારોડ ક